

# શ્રી સદ્બોધ વચનામૃત.

શ્રી પ્રભુ પ્રેરણાથી ///

પ્રકાશક:—

અંબાલાલ બાપાલાલ મહાદેવીઆ.

સુરત કોટન મીલ નવાબની વાડી બેગમપુરા—સુરત.

| | | |
|---|---|---|
| ૧૯૯૬<br>ત પંચમી. | પ્રત ૨૦૦૦ | મૂલ્ય<br>સદુપયોગ. |

॥ ॐ नमः शिवाय ।

# સદ્બોધ વચનામ્રત.

૧ જય ગણેશ, શંભુ સુત વરદાતા,
તમે રીદ્ધી, સિદ્ધીના ફલદાતા.

૨ આદ્યશક્તિ, પરબ્રહ્મ સ્વરૂપીણી,
દરશન દેજો માત અંબે ભવાની.

૩ શ્રીકૃષ્ણ ગોવિંદ હરે મુરારે,
હે નાથ દરશન, દેજો દયાળા.

૪ શ્રી વિષ્ણુ શરણુ છે સાચું,
પ્રભુ ચરણુ કમલની ભક્તિ હું યાચું.

૫ શ્રી રામચરણુ, અનુરાગી,
પાંમશે પરમપદ માયાને ત્યાગી.

૬ રાધે કૃષ્ણ કુંજબીહારી,
દરશન દેજો, ગીરીવરધારી;
રાધે કૃષ્ણ, કુંજબીહારી,
દરશન દેજો મોરલીધારી.
રાધે કૃષ્ણ કુંજબીહારી,
દરશન દેજો, વૈકુંઠવાસી.
રાધે કૃષ્ણ, કુંજબીહારી,
દરશન દેજો, ગોલો[redacted]ાસી.
રાધે કૃષ્ણ, કુંજ[redacted]હારી,
દરશન દેજો, ડાકોરવાસી.
રાધે કૃષ્ણ, કુંજબીહારી,
દરશન દેજો, અંતરયામી.
રાધે કૃષ્ણ, કુંજબીહારી,
દરશન દેજો, હ્રદયકમલનાવાસી.

૭ હરી હરી બોલ, હરી હરી બોલ,
મુકુંદ માધવ, ગોવિંદ બોલ;
હરી હરી બોલો શ્રી પ્રભુનું નામ બોલો,
મુકુંદ માધવ, ગોવિંદ બોલો.

૮ હે આદી દેવ, ત્રીવિધનાં ત્રાપ કાપો,
હે શસી ભાનુ ચરણ કમલની ભકિત આપો.

૯ જય હનુમાન, પવન સુત, રામકે દાસ,
રામ ચરણની ભકિત આપી રાખજો પાસ.

૧૦ હે શિવ શંકર, કૈલાશપતિ વિશ્વનાથ,
દરશન દેજો, શંકર ભોળાનાથ.

૧૧ જેનું હૃદય કમલ શુદ્ધ થાયે,
તેને શ્રી પ્રભુ ભકિત દાન આપે.

૧૨ હે પ્રભુ હૃદય કમલના વાસી,
તમે દરશન દેજો, પરીબ્રહ્મ નીવાસી.

૧૩ હે સદગુરૂ, ચરણુ કમલમાં સ્થાપો,
પ્રભુ ભકિતદાન અમોને આપો.

૧૪ હું પ્રભુ, ચરણુકમલનો દાસ,
અંતકાલે આવી ધરજો હાથ.

હું પ્રભુ ચરણુ કમલનો દાસ,
નીસ દીન આવી રહેજો પાસ.

૧૫ હે બ્રહ્મ વિચારિણી, વીણા ધારિણી,
હે જગત વ્યાપિની, તું માત સરસ્વતી.

૧૬ હે પ્રભુ, હું અપરાધી, પુરો પાપી,
ક્ષમા કરીને, દયા કરીને ચરણમાં રાખો.

૧૭ જે કામ, ક્રોધ, લોભ, મદને તજશે,
તેને પ્રભુ શાંતી આપી પરમપદ આપશે.

૧૮ નારાયણ નારાયણ જે કોઇ કરશે સ્મરણ,
તેને શ્રી પ્રભુજી રાખશે શરણ.

૧૯ હે ગરૂડગામી, પ્રભુ અંતરજામી,
ગરૂડે ચડી આપત્તિ સમયે આવજો.

૨૦ સત્ ચિત્ત, આનંદ સ્વરૂપ આત્મારામ છે,
તેને પામવા માટે, હૃદય શુદ્ધિનું કામ છે.

૨૧ જન્મ મરણ, યાદ કરી પુણ્યનો સંચય કરો,
શ્રી પ્રભુનું નામ જપીને ઇષ્ટની પ્રાપ્તી કરો.

૨૨ મન કે મારે, મત મરો, પણ
મનને વશ કરી, શ્રી પ્રભુ પ્રાપ્તિ કરો.

૨૩ માયાનું શરણ ખોટું, ભવમાં ભટકાવે,
શ્રી પ્રભુનું શરણ છે સાચું માટે પ્રભુ ભજો.

૨૪ હે પ્રભુ, આપનું સ્મરણ કરતાં કરતાં,
ભલે પ્રાણ જાય, પણ આપની યાદ ન ભુલાય

૨૫ હે પ્રભુ, પ્રાણ નીકલતી સમયે કૃપા,
કરીને જરૂર, દરશન દેવા પધારશો.

૨૬ જે પરનારી, પર દ્રવ્યને તજસે,
તેને શ્રી પ્રભુ, નીશ્ચય પરમપદને આપશે.

૨૭ શ્રી રામ ચરણની, ધુની લગાઇ કે,
હૃદય કમલમાં પ્રેમની જ્યોત દીખાઈ.

૨૮ નવધા ભક્તિમાંથી જે કોઇ ભકિત કરશે,
તે નીશ્ચે આત્મ જ્યોતિમાં મળી જશે.

૨૯ હે શ્રીકૃષ્ણ, વેણુ નાદ સુણાવો,
હે શ્રી પ્રભુ બ્રહ્મનાદમાં મીલાવો.

૩૦ શ્રીકૃષ્ણે અર્જુનને ગીતા સુનાઇ,
અર્જુનને આત્મની પ્રેમ જ્યોત દેખાઈ.

૩૧ શ્રી ગીતાજી, સાક્ષાત શ્રીકૃષ્ણ છે,
તેનું ધ્યાન કરી, શ્રી પ્રભુ પ્રાપ્તિ કરીલો.

૩૨ શ્રી ગીતાજીનું, શ્રદ્ધાથી અધ્યયન કરીને,
મનન કરીને, શ્રી પ્રભુ પ્રાપ્તિ કરી લો.

૩૩ શ્રી કૃષ્ણ-ગીતાનું સ્મરણ કરતાં કરતાં,
જો પ્રાણ, નીકળી જાય તો નિશ્ચય
શ્રી પ્રભુ પ્રાપ્તી થશે.

૩૪ શ્રી ગીતાજીનું, રોજ અધ્યયન કરવું
અને મન શ્રીકૃષ્ણ, ચરણમાં લગાડવું.

૩૫ શ્રીકૃષ્ણ નામનું સ્મરણ કરતાં કરતાં
ગોપીઓએ, શ્રીકૃષ્ણને વશ કરી લીધા.

૩૬ શ્રીકૃષ્ણ શરણ, જેને લીધું,
તેનું કારજ સઘળું સીધ્યું.

જેમ અર્જુનના શ્રીકૃષ્ણ સારથી બન્યા,
તેમજ ભકત હૃદયમાં પ્રભુજી વસ્યા.

૩૭ જે કાંઈ કરીએ તે પ્રભુને અર્પણ
કરીએ તો નીશ્ચે શ્રી પ્રભુ સાનીધ્ય થઈએ.

૩૮ જે પતી પત્ની, હળી મીળી ચાલશે
તેને શ્રી પ્રભુ સુખ સંપતી, શાંતી આપશે.

૩૯ જે કલીયુગમાં. નામ સ્મરણ કરસે'
તેને આત્મ જ્યોતીનાં, દરસન મળસે.

૪૦ હે પ્રભુ, તમારૂ બીરદ છે સાચું,
સંકટ સમયે. તમાગ દરશન યાચું.

૪૧ હે શ્રી પ્રભુ, છીક ખાતાં બગાસુ ખાતાં,
તમારૂં કદી સ્મરણ ના ભુલું એવું કરો

૪૨ જે કોઈ આસા તૃષ્ણાનો ત્યાગ કરશે,
તેને શ્રી પ્રભુ પરમ શાંન્તી પદ આપશે.

૪૩ પ્રાપ્તી જો કરવી હોય તો, મદન-
મોહનની કરી લેસો, બીજી તુચ્છ
વાસનાઓ ત્યજી દેસો.

૪૪ પ્રભુ આપના, ચરણની સેવા. માગું,
સંત જનોના, ચરણનો, પ્રેમ હું યાચું.

૪૫ જે સંસારમાં, રહીને મન પ્રભુનાં
ચરણમાં રાખશે, તેને પ્રભુ પોતાનો
કરી, હૃદયમાં સ્થાપશે.

૪૬ જે હૃદય પ્રેમથી, ઈશ્વર સ્મરણ કરસે,
સંસારનાં, બંધન છુટી ભવજળ તે તરશે

૪૭ શ્રી ઇશ્વર, સર્વ વ્યાપક છે માટે,
બહાર નાહી ઢુંઢતાં, હૃદયની અંદર ઢુંઢો.

૪૮ શ્રી પ્રભુ ભક્તને આધીન છે,
જે બળી રાજાના, દ્વારપાળ બન્યા.

૪૯ હે સદ્‌ગુરૂ, ચરણ કમલનો પ્રેમ માગું,
હે સદ્‌ગુરૂ, આપનો, આશીર્વાદ યાચું.

૫૦ માત પીતાની, સેવા જે કોઈ કરસે,
તે પીતરૂ રૂણમાંથી, મુક્ત થસે.

---

૫૧ જેની પતિભક્તી, હૃદયથી સાચી,
તે બ્રહ્માંડને, ધ્રુજાવી પરમપદ પામશે.

૫૨ હે વીઠલેશ્વર, તમો ભકત હૃદયનાં સ્વામી,
મને ચરણકમલમાં રાખજે અંતરયામી.

૫૩ હે પ્રભુ, જન્મે જન્મે. આપણા ચર·
ણની ભકતી આપજો, અને શ્રી સંત
મહાત્માઓના ચરણમાં ભકતી સ્થાપજો.

૫૪ જેના ઘરમાં કલેસ, ને કંકાસ હસે,
તેની લક્ષ્મીનો, નાશ થઇ તે દુઃખી થસે.

૫૫ જે ભકત, મારૂ ભજન પ્રેમથી કરશે,
તે નીશ્ચે, માયાનું ઊલ્ઘંન કરી સંસાર-
સાગર તરી જશે.

૫૬ જ્યાં દેખો ત્યાં, શ્રી પ્રભુને દેખો,
દીલ ખોલીને અંદર દેખો
તેને આત્મભાવથી, પ્રભુનાં દર્શન
થાસે.

૫૭ એકાંતમાં, પ્રભુ ભજનમાં બેસી જઈએ
તો શ્રી પ્રભુજી, આત્મ જ્યોતીનાં
દર્શન આપસે.

૫૮ જે સાચુ. શ્રી પ્રભુનું શરણુ લેશે,
તેને શ્રી પ્રભુ, પાપોમાંથી મુક્ત કરી;
મોક્ષ ધામ આપશે.

૫૯ મનુષ્ય જન્મ, ફરી ફરી નહી મળશે,
માટે શ્વાસોશ્વાસે, શ્રી પ્રભુનું
સ્મરણુ કરશો.

૬૦ હરતાં ફરતાં શ્રી પ્રભુનું સ્મરણ કરીએ,
તો નીશ્ચે શ્રી પ્રભુની પ્રાપ્તી કરી લઇએ.

૬૧ માયાથી વિરક્ત રહીને, પ્રભુ ભક્તી કરસે,
તો નીશ્ચે, શ્રી પ્રભુનાં પરમપદને પામસે.

૬૨ જો વિચાર કરો તો,
પ્રભુપદ પામવાનો કરજો;
તત્વનો વિચાર કરસો તો,
આત્મ જયોતિનાં દર્શન થાસે.

૬૩ જો આશક્તી રાખશો તો, વહેલા મરશો,
આશકતીથી મુકત થશો તો, ભવ
સીંધુ તરી જશો

૬૪ જો સંગ કરો તો, સંત પુરૂષોનો કરજો,
જેથી બ્રહ્મજ્ઞાન મેળવી, શ્રી પ્રભુનાં
ધામમાં જશો.

૬૫ જે ધન સંચય કરશે તો તે,
પાપના પોટલાં બાંધશે,
અને જે પુણ્યની પ્રાપ્તી કરશે તે
પરમપદને પામસે

૬૬ સ્થુલ દેહનો ભરૂસો છે ખોટો,
સાચો ભરૂસો શ્રી પ્રભુનો છે મોટો.

૬૭ શ્રદ્ધા અને વિશ્વાસથી, જરૂર શ્રી પ્રભુ
પ્રાપ્તી થાશે,
તેથી ઉલટો ચાલશે તો, ભવમાં
ગોથા ખાશે.

૬૮ જે શ્રી પ્રભુનું, ધ્યાન હૃદયમાં રાખસે,
તેને બ્રહ્મજ્યોતીનાં, દર્શન થાસે.

૬૯ આપણે એવું ભજન હૃદયથી કરીએ તો,
શ્રી પ્રભુ વૈકુંઠથી દોટ મુકીને આવે.

૭૦ શિવ, કૃષ્ણ, રામ એકજ સ્વરૂપ છે,
તેમાં જે ભેદભાવ માનશે તો તેનાં
ભવનાં બંધન રહેશે.

૭૧ જેની કૃપાએ, બ્રહ્માંડનું રક્ષણ થાય છે,
તેવા શ્રી પ્રભુનું, સાચુ શરણ લેવાથી
જન્મ સફળ થાય છે.

૭૨ હરી ચરણામૃતનું, સેવન જે કોઇ કરશે,
તે આ સંસારરૂપી, ભવસાગરને તરશે.

૭૩ હરી નામનો ભગવત પ્રસાદ, લુટવો
હોય તો લુટી લો. જો અંતકાળ આવશે
તો, પછી પસ્તાવો થસે.

૭૪ જે શ્રી હરીને સાક્ષી રૂપ, સમજીને રહેશે,
તે પાપ કર્મોથી, બચી જશે.

૭૫ આળસ શોક, અને નીંદ્રાનો ત્યાગ કરવો,
અને શ્રી પ્રભુ ભજન કરી, શ્રી પ્રભુની
પ્રાપ્તી કરી લેવી.

૭૬ હે કૃપા સીંધુ, દીન દયાલુ આ ભવસા-
ગરમાંથી ઉગારી લો. તમારી અમૃત
દ્રષ્ટીનાં, બીંદુ ભકતપર વરસાવી દો

૭૭ ભગવાનની ભકતી શુળીના જેવી
વસમી છે. જો શ્રી પ્રભુને, રોજ યાદ
કરીએ તો શુલભ છે

૭૮ સુતી વખતે, રોજ પાપ પુન્યનો
હીસાબ ગણવો, તો પાપોમાંથી બચીને
પુણ્યનો સંચય થસે.

૭૯ જયારે ભકતનાં ચરણ રજની દેવ
પણ ઇચ્છા રાખે છે, તો મનુષ્યે જરૂર
ભકતના ચરણની સેવાની ઇચ્છા
રાખવી જોઇએ.

૮૦ મૃત્યુને સદા યાદ રાખવું જોઇયે,
તો રોજ પ્રભુનું સ્મરણ યાદ આવશે.

૮૧ કુસંગનો ત્યાગ, અને ભગવત ભક્તીનો
સંગ જે કરસે, તેને શ્રી પ્રભુ ચરણ-
કમલની ભકતી આપસે.

૮૨ સંસાર અનીત્ય છે, તેમ સમજીને જો
રહીએ, અને મૃત્યુને રોજ યાદ કરીએ
તો શ્રી પ્રભુ પ્રાપ્તી કરી લઇએ.

૮૩ રોજ શ્રી પ્રભુની લીલા, એનું સ્મરણ

કરીને, તેના પરમ ઉપકારોનું સ્મરણ કરીયે તો પ્રભુને આપણી યાદ આવશે.

૮૪ જેના હૃદયમાં શ્રી પ્રભુ બીરાજે, ત્યાંથી કામ ભાગી જાય, જેના હૃદયમાં કામ છે ત્યાં શ્રી પ્રભુ રહે ન જરાય.

૮૫ શ્રી પ્રભુ તો કહે છે કે મારી માયા પ્રબલ છે, જે નીરંતર મને ભજે તો, માયાનું ઊલઘંન સહેલ છે.

૮૬ હે કૃષ્ણ કનૈયા, બંસી બજાનેવાલા, બંસીની ધુની સુનાવી, હૃદય કમલમાં વાસ કરજે.

૮૭ દયા મનમાં રાખીને, પણ અમત્ર

તેનો ના થયો, અને હૃદય જેનું ના
પીગલ્યું, તો તે પાસાણુ જેવો જાણવો.

૮૮ દેહ નાશવંત છે, તેનો રોજ વિચાર
કરવો, તેથી પ્રભુ ભજન કરી શ્રી પ્રભુ
પ્રાપ્તી કરી લેશો.

૮૯ બ્રહ્માકારવૃતીમાં રહીને શાંન્તી ધારણ
કરશે, તે પરીબ્રહ્મમાં લીન થઈ જસે.

૯૦ પ્રારબ્ધનાં ભોગ, પ્રારબ્ધને અર્પણ
કરી દેશે, તો વિરક્ત રહીને, શ્રી પ્રભુ
સાનિધ્ય રહેશે.

૯૧ અપકાર ઉપર ઉપકાર જે કરશે,
તે શ્રી પ્રભુની પ્રાપ્તી, મેળવી સાચી
કમાઈ કરી લેસે.

૯૨ જેના હૃદયમાંથી પ્રપંચની વાસનાઓ
જસે, તેના હૃદયની અંદર શ્રી પ્રભુ
વાસ કરી રહેસે.

૯૩ જો ત્રીગુણી માયાથી, જેને બચવું
હોય તેને, શ્રી પ્રભુ પ્રત્યે નીષ્કામ
પ્રેમ રાખી નીરંતર ધ્યાન સહીત
જપ કરવો.

૯૪ સંયમ એતો, મોટું તપ અને યોગ છે,
તે તો પરીબ્રહ્મને, પામવાનું સાધન છે.

૯૫ ત્યાગ અને પોતાની શી ફરજ છે તે
જે સમજે તેને ખરો સંત મહાત્મા
સમજવો.

૯૬ મમતા અને મોહનો જે ત્યાગ કરશે
તે આ સંસારમાં, ભવનાં બંધનથી છુટશે.

૯૭ દુઃખી માણસોના દુઃખ સાંભલીને જેનું હૃદય કોમલ થઈ જસે, તેના હૃદયમાં શ્રી પ્રભુ વાસ કરી પરમ શાંન્તી આપશે.

૯૮ પર દુઃખે જે દુઃખી થાસે,
તેનું હૃદય કોમલ થાસે.

૯૯ આ સુંદર કાયાનો મોહ શા માટે કરવો છેવટે બાળી ભસ્મ કરશે અને માટી થઈ જશે.

૧૦૦ ભક્તની શ્રી પ્રભુ કસોટી તો જરૂર

કરસે, જો દુઃખો આવે તો, મન શ્રી પ્રભુમાં લગાડી દુઃખ સહન કરી લેશો

૧૦૧ છે સોના શ્રી હરી પણ જે અનુભવે ભજે શ્રી હરી પ્રેમે કરી, પ્રભુની કસોટીમાંથી પાર ઉતરે તો મલે તેને શ્રી હરી.

૧૦૨ ધર્મો સૌ જુદા જુદા છે, નામો જુદા જુદા છે પણ જયાં જુઓ ત્યાં સાર સૌનો એકનો એક છે.

૧૦૩ આજનો તું શ્રીમંત છે, કાલનો તું રંક હસે, માટે અભીમાન કોઇનું રહયું નથી અને નહી રહે.

૧૦૪ જેના હૃદયની ખરી ભાવના હોય છે, તેને શ્રી પ્રભુ જરૂર દર્શન આપે છે.

૧૦૫ સૌનો ધ્યેય એક છે જયાં જુઓ ત્યાં પ્રભુ એકનો એક છે, માટે સાચો નીશ્ચય કરી, એકને વળગી રહો.

૧૦૬ શંકર શ્રી કૃષ્ણનું ધ્યાન ધરે છે, અને શ્રી કૃષ્ણ શંકરનું ધ્યાન ધરે છે માટે શંકર અને શ્રી કૃષ્ણ એ બે એકજ સ્વરૂપ છે.

૧૦૭ સેવાની ફરજ સમજી જે, સેવાભાવ રાખશે, તેજ ભકતીનું ખરૂં લક્ષણ છે તેમ જાણવું.

૧૦૮ દુઃખીયાનાં દીલમાં જેને શ્રી પ્રભુના જોયા તેના જેવો અભાગી બીજો કોણ કહેવાય.

# નિવેદન.



આપણા ગુજરાતમાં ભજનો, કિર્તનો ઘણા છે, પણ દક્ષિણમાં **સંત તુકારામ, સંત રામદાસ** વિગેરેના જે અભંગો બોલાય છે તેવા ટુંકા પણ જ્ઞાનના ચાબકા રૂપ અને ભણેલા કરતાં અભણોને પણ તરતજ લક્ષમાં ઉતરી જાય તેવા પ્રચલીત ભગવદ્ ભક્તિમાં લીન કરે ને ભટકતાં મનને સ્થીર કરે એવા નાના નાના પદ જેવા વાકયો જાણવામાં નથી આવ્યા.

હું કંઈ જ્ઞાની, લેખક કે કવિ નથી, પણ અંતર આત્માની પ્રેરણાને લઇને જે જે ભાવના સ્ફુરતી ગઇ તે તે શબ્દોનો ડાયરીમાં સંગ્રહ કરતા આ ૧૦૮ ભગવદ્ ભક્તિને વધારનાર, મનને આનંદ પમાડનાર ને કામકાજ કરતાં પણ યાદ કરતાં હમેશાં ચિંતવન થયા કરે એવા ૧૦૮ પુષ્પોનો એક ગુચ્છ જીજ્ઞાસુઓના કરકમળમાં અર્પતા આનંદ થાય છે.

આ પુષ્પોની ફોરમ પોતે લઇ અન્યને પણ આપી

વાતાવરણને શુદ્ધ બનાવવા દરેક જણ જો પ્રયત્ન તો મારા આ કાર્યને હું સફળ થયેલું માનીશ.

આ પુસ્તીકાથી જો ભાઈ-બ્હેનોને લાભ થયે એવી મારી ખાત્રી થશે તો ભવિષ્યમાં આપ ર આવા પ્રકારની સેવા કરવા પ્રેરાઈશ ઇતિ.

આ ૧૦૮ જ્ઞાના મૃતનો જે ભાઇ તથા રોજ નિરંતર સવારે અગર રાતનાં કોઇપણ પાઠ કરશે તેને શ્રી પરમકૃપાળુ, પરમાત્મા તેના ચ કમળની ભક્તિ જરૂર આપશે.

શ્રી પરમકૃપાળુ પરમાત્મા દરેક વાંચનાર ભ બ્હેનોનું જરૂર આત્મ કલ્યાણ કરો એવી નમ્ર પ્રાર્થના.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

તા. કઃ—૧૦૮ જ્ઞાના મૃતમાં કોઈ ભુલચુક લ તે ભાઇ તથા બ્હેન મને માફી આપશે એમ હું આ રાખું છુ. ભુલ હોય ત્યાં સુધારી લેવા વિનંતી છે.

સં ૧૯૯૬ વસંત પંચમી. સુરત.

લી૦
અંબાલાલ બાપાલાલ મહાદેવી
ના હરિસ્મરણ.